# भोळाभीमनी वार्ता.

કવિતારૂપે

છોટમલાલ કાળીદાસેં

બનાવી

તે

અમદાવાદમાં.

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિં૦ અને જ૦
એ૦ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

આવૃત્તિ બીજી.

સંવત ૧૯૩૦. સને ૧૮૭૪.

કીમત ત્રણ આના.

# ભોળાભીમની વાત.

## દોહરા.

પરમેશ્વરને પ્રેમથી, પેહેલો કરૂ પ્રણામ;
ઊત્તમ બુદ્ધિ ઊપજે, જપતાં જેનું નામ. ૧
કથા એક વગતી કથુ, સુણતાં તે સુખ થાય;
ધર્મ ઉપર શ્રદ્ધા વધે, જડતા સઘળી જાય. ૨
કર્ત્તાએ આ જગ કર્યું, વળતી કરિયા વેદ;
વેદ વિધિએ વર્ત્તતાં, છલનો થાય ઊછેદ. ૩
વાણી સુણતાં વેદની, સત્ય ધર્મ સમજાય;
પાખંડીના પંથનો, જૂઠ્ય જરૂર જણાય. ૪
વેદ રહિત વાંણી વદે, ખરૂ તેજ પાખંડ;
જૂઠ્ય બતાવે જીવને, કુષ્ટ સહે જમદંડ. ૫
પાખંડીના પંથમાં, જૂઠ્ય તણું બહુ જોર;
વેમ વધારે વિશ્વમાં, ઢુંગ બહે નહિ ઢોર. ૬
વાણી સુણે ન વેદની, ભોળા તે ભરમાય;
મૂઢ ગુરૂને માંનતાં, વૃથા જન્મ વહિ જાય. ૭
વિદ્યા નહિ જે નર વિષે, ભોલે તે જમબાળ;
પાખંડીના પાશમા, તેજ પડે તતકાળ. ૮
વેશ ધરી વૈરાગીનો, પાખંડી બહુ પેર;

જોડે જૂઠી જુકિતયો, વેદ ધર્મશું વેર. ૯
છળ કરીને જમ છેતર્યા, ભૂપતિ ભોળો ભીમ;
પરમેશ્વરને પરિહરી, નરતો પાળ્યો નીમ. ૧૦
મહા પંડિત જ્યારે મળ્યા, સાચો લાધ્યો શોધ;
ભ્રાંતિ ભાગી ભીમની, બહુધા દીધો બોધ. ૧૧
કહુ વિસ્તારી તે કથા, હર્ષ ધરી ઇતિહાસ;
સજ્જન શ્રવણે સાંભળો, પ્રકટે બુદ્ધિ પ્રકાશ. ૧૨

## ચોપાઈ.

ગુણવંત દેશ ભલો ગુજરાત, પાટણપુર તેમાં પ્રખ્યાત;
ભોળો ભીમ તેનો ભૂપતી, રૂદયે કપટ ન સમજે રતિ. ૧
રાજ ચલાવે રૂડી રીત, પ્રજા પાળતો પૂરણ પ્રીત;
શૂરધીર સતવાદી સોય, કહે છે ભોળો સર્વે કોય. ૨
ગજરથ ઘોડા પાયક ઘણા, મહા વૈભવમાંહે નહિ મણા;
પત્ની પુત્ર સહિત પરિવાર, ભારે રત્ન ભર્યા ભંડાર. ૩
પુરની શોભા પરમ અનૂપ, સરિતા સર વાપીને કૂપ;
વન ઉપવન વિધવિધનાં ઝાડ, અતિ ફુલ ફળભારે અરાડ. ૪
શિવ વિષ્ણુનાં દેવળ સોય, હિમાળય સરખા જમ હોય;
વિપ્ર વસિષ્ટ સરખા ત્યાં વસે, ઉતમ વેદ ધર્મ અભ્યાસે. ૫
હોમે અગ્નિ હોત્રમાં હોમ, ધુમ્ર ધજા ફરકે જઈ વ્યોમ;
અહોનિશ વેદ ધુનિ ઉચરે, કર્મસંધ્યાદિક સહુકો કરે. ૬

સહુનાં ઘર ઊંચાં બહુ સરે, વાદળ સાથે વાતો કરે;
ધજા પતાકા સહુને ધામ, પરમ મનોહર પાટણ ગામ. ૭
વસે વાસ ત્યાં સર્વ વરણ, ઉત્તમ ધર્મ કરે આચરણ;
બહુ વસ્તુ ભરિયા બજાર, ચૌટાં ચોક શેરિયો સાર. ૮
વણિક ઘણા દીસે ધનવાન, દયા ધર્મ પાળે દે દાન;
ધર્મશાળાઓ કેરાં ધામ, ઠીક સદાવ્રત ઠામોઠામ. ૯
રાજ મહેલ બહુ રૂડે રંગ, ઉપજે જોતાં પરમ ઉમંગ;
પરમ પ્રવીણ ભલો પરધાન, મહિપતિ જેને આપે માન. ૧૦
અઢ ભાષા જાણે તે ખરી, ભારે નીતિ જેમાં ભરી;
પંડિત પાંચસે બેસે પાસ, શાસ્ત્ર પુરાણ સુણે ઇતિહાસ. ૧૧
ચરચા ચાલે નિત્યે નવી, વિધ વિધ વર્ણન કરતા કવી;
શૂરા ક્ષત્રિય સામંત સોય, જુદ્ધે જીતી ન સકે કોય. ૧૨
ગુણવંતા નર બીજા ઘણા, સકળ કળાએ સોહામણા;
સિંહાસન પર શોભે ભૂપ, રાય ભીમ અતી સુંદર રૂપ. ૧૩
એક ખોડ મોટી એ માંય, સાર અસાર ન સમજે કાંય;
છળથી તે છેતરાયો જાય, કપટીની કિમત નવ થાય. ૧૪
ભણ્યા વગરનો ભેદ ન લહે, ભોળો ભોળો સહુકો કહે;
વિદ્યા નેત્ર વિના નર જેહ, અંધ અજાણ કહાવે એહ. ૧૫
પરવશ થઈ ચાલે તે પશુ, કાજ અકાજ ન સમજે કશું;
ઉન્મત બુદ્ધિ વચન કઠોર, ઢંગ વગરનું જેવું ઢોર. ૧૬

અગમ વિચાર ન આવે જ્ઞાન, પેટ ભરે પણ પશુ સમાન;
એવા અવગુણ અવર અનેક, ઘટમાં નહિ જો ગ્રંથ વિવેક. ૧૭
પર નેત્રે જોઇને તે પળે, કૂડ કપટ છળને નવ કળે;
શબ્દ તણો સમજે નહિ સાર, વિધિ તણો નહી કાંય વિચાર. ૧૮
વચન જુક્તિએ વાહ્યો જાય, પોતે ધર્મ થકી પલ રાય;
બાળપણે તે માટે બહુ, સારી વિદ્યા ભણીએ સહુ. ૧૯
ભણ્યા વગરનો રાજા ભીમ, નવ, સમજ્યો ઈશ્વરનો નીમ;
ગુણ હીણા ગુરૂનું લેઈ જ્ઞાન, પંડિતનું કીધું અપમાન. ૨૦
કહું હવે કપટીની કથા, જેવી સાંભળી છે મેં જથા;
સ્નેહ ધરી સાંભળજ્યો સહુ, આગળ બોધ એમાં છે બહુ. ૨૧

## દોહરા.

એક સમે ત્યાં આવિઓ, કપટ ભેખ ધરી કોય;
ચંચળ ચેલા ચાર છે, સિધ સંઘાથે સોય. ૧
સિદ્ધ કહે ચેલા સુણો, વિવિધી ભાતી ધરી વેશ;
ગુપ્ત રહો જઈ ગામમાં, લોક ન જાણે લેશ. ૨
હું રહુછુ હાવે જઈ, ઠીક નદીપર ઠામ;
ભોજન ભાવે લાવજો, કરજો જુગતે કામ. ૩
આસન આગળ આવજો, વિપ્ર તણો ધરી વેશ;
ભેટ ધરે કોઈ ભાવથી, તમને તે આપેશ. ૪

વખાણ કરજો બહુ વિધે, વાહ બાપજી વાહ;
તમ જેવા દાતા નથી, શેઠ ભૂપકે સાહ. ૫
એમ કહીને ઉઠિયો, સરીતા તીરે સાર;
આસન એકાંતે કરી, બાવો બેઠો બાર. ૬
બાવો ત્યાં બેઠો જઈ, કપટ નજાણે કોય;
માનવ સહુ જોવા મળે, સિદ્ધ ભલો કે સોય. ૭
અંગ ભસ્મ ઊજ્વળ અતી, શિરપર જટા વિશાળ;
તેર શેરનું તુંબડું, વેશ ઘણો વિકરાળ. ૮
ભાલ તિલક મોટું ભલુ, ભડકે દેખી બેશ;
કંઠ માળા કમળની, કુટીલ બાંધીઆ કેશ. ૯
પોથીમાં બે પાટીયાં, બાંધણ બાંધ્યાં બેશ;
પાસે આશા પાવડી, વાહ સંતનો વેશ. ૧૦
આસન પર રહે એકલો, મ્હોટી રાખી માળ;
બાળકને બીહામણો, કરડો સિદ્ધ કરાળ. ૧૧
દુનિયાંને દેખાડવા, લક્ષણ એવાં લીધ;
ભેદ કોઇ ભાળે નહી, સહુકો જાણે સિદ્ધ. ૧૨
ચેલા બાવાના ચતુર, વિવિધ ધરીને વેશ;
ભોજન આપે ભાવતાં, લોક લહે નહી લેશ. ૧૩
એક સમે ત્યાં આવીઓ, સિધુ લેઇ સાહુકાર;
અરપ્યું બાવા આગળે, નમન કરી નિર્ધાર. ૧૪

બાવો વળતી બોલિયો, સાંભળ શેઠ સુજાણ;
ખટરસ હું ખાધા વિના, પ્રીત્યે રાખું પ્રાણ. ૧૫
જીતી રસના રીતિએ, વર્ષો વીત્યાં વીશ;
જોગ જુગતી મેં જે કરી, જાણે તે જગદીશ. ૧૬
અન્ન ભરે જે ઉદરમાં, આગમ ન સુજે એક;
ભેંસા જેવા થઇને ભમે, વિધિનો નહિ વિવેક. ૧૭
જોગી જંગમસે વડા, સન્યાશી દરવેશ;
અન્ન ખાયકે એટલા, વૃથા તેમના વેશ. ૧૮
જ્ઞાનામૃતની ગગનથી, આવે અમરત ધાર;
પીતાં પુષ્ટ રહે વપુ, લેઉન અન્ન લગાર. ૧૯
વળતી બોલ્યો વાણીયો, અરપું તમને અન્ન;
ખાલુ નહી હું ઘર વિષે, જોઇયું વૈષ્ણવ જંન. ૨૦
દીઠો બાવે દુરથી, સાધક બ્રાહ્મણ સોય;
આપીદે તું એહને, કે એ બ્રાહ્મણ કોય. ૨૧
સાચુ શેઠે માનિયું, સિદ્ધ વચન એ સાર;
સોંપુ સાધક વીપ્રને, આપ્યુ એણી વાર. ૨૨
વંદન કરિને વાંણિયો, ગયો આપને ઘેર;
માહા પુરૂષ મોટા ખરા, પરખી એણે પેર. ૨૩
જાહેર કર્યુ સહુ જંનને, વાયે ચાલી વાત;
આવ્યો ભાગ્યે આપણે, સિદ્ધ ભલો સાક્ષાત. ૨૪

પછી શેઠને પુછવા, લાખો મળિયા લોક;
કહો બાવો કેવોકછે, ફુલ્ય ન મારો ફોક. ૨૫
વળતો બોલ્યો વાણિયો, મેં જોયોછે મર્મ;
મુખ જોતા એ મહંતનું, કાપે કોટિક કર્મ. ૨૬
ઇંદ્રિય જીત્યાં એમણે, રસના રૂડી રીત;
નારી નાણા ઉપરે, પળ એક ન ધરે પ્રીત. ૨૭
અમૃત જે આકાશનુ, પીને રેછે પુષ્ટ;
આશા નહિ અંતર વિષે, સદા રહે સંતુષ્ટ. ૨૮
ખરે અન્ન ખાતા નથી, સાચુ કહુછું સોય;
સીધુ તે લીધુ નહિ, કુડ નમાંનો કોય. ૨૯
સર્વેએ માંન્યુ સહિ, રૂડા થયા રળિયાત;
ચાલ્યા ત્યાં ચાંપે કરી, જોવા સિદ્ધની જાત. ૩૦
ભેઠ મૂકવા ભાવથી, શ્રીફળ ફોફળ સાર;
નરનારી સહુ નીસર્યા, હાથે ઝાલ્યા હાર. ૩૧
પૂજીને પાય નમ્યાં, ગાય મનોહર ગીત;
કલોલ કરતી કામિની, નિરખે આવી નિત્ય. ૩૨
દુનિયાંમાં દરદી ઘણા, દીસે દેશો દેશ;
ભેખ દેખિ ભરમાયછે, હઇઆ કૂડ હમેશ. ૩૩

છપો.

કાય ગમાવા રોગ, ભોગ કાજે કો ભરમે;

કોય રસાયન કાજ, મળે કિમિયો જો કરમે;
કોયક માગે પુત્ર, વાંઝિયા મેણું મેટો;
આમળારે આધીન, બાપજી આપો બેટો;
એવી દુનિયાં આંધળી. ભિક્ષુક કેડે જઈ ભમે;
કેહે છોટમ સમજ્યા વિના, નીચા નરને તે નમે. ૧

## ચોપાઈ.

વૃદ્ધ વણિક એક પૂછે વાત, સાચા સિદ્ધ તમે સાક્ષાત;
કહો કૃપાળ આવ્યા ક્યાં થકી, નામ તમારૂ કો'જી નકી. ૧
કહો ધામ ફરિયા કેટલાં, કાં' કોય શાસ્ત્ર ભણ્યાછો ભલાં;
કહો કેટલા દીઠા દેશ, આ પુરમાં કયમ કર્યો પ્રવેશ. ૨
એટલે બોલ્યા સિદ્ધ સુજાણ, સાંભળ શેઠિયા સર્વ વખાંણ;
ગિરિ ગરનારથી આવ્યા અમે, તત્વ વાત સાંભળજો તમે. ૩
નરસિંહદાસ અમારૂ નામ, ચોસટ વારે ચારે ધામ;
કીધાં તીરથ બીજાં કોડ, જગમાં નથી અમારી જોડ. ૪
ભણે ગણેછે બ્રાહ્મણ લોક, ભિખ ધરીને ભણવું ફોક;
તપશી થઈને સર્વ તજ્યું, સાધન એક જોગનું સજ્યું. ૫
ગુરૂએ અમને આપ્યુ જ્ઞાન, એથી અધિક નથી કાંય આંન;
અગમ વાત સૂજેછે અતિ, રહે ન છાંનુ અમથી રતિ. ૬
વશીકરણ વિદ્યા છે વળી, મારણ ઉચ્ચાટણ સહુ મળી;
કરે કલ્પ ઔષધ કીમિયા, કહો અધિક એથી છે ક્રિયા. ૭

એક પગાંને આદિ અપાર, વસુધાનો જાયો વિસ્તાર;
જાણું શું કહું જિંહાવડે, કાળ કર્મ અમને નવ અડે. ૮
જોને શેઠ અમારી જટા, ગંગા જળની છે માંહી ઘટા;
એમ કહી છોડી લટ એક, વેગે ચાલી ધાર વિશેક. ૯
અગની ભડકા વચ્ચે આપ, જપવા લાગ્યા મંતર જાપ;
શેઠ અચંબો પાંમ્યો સોય, કરામતી જોગીછે કોય. ૧૦
બકવા લાગ્યો બાવો બહુ, સાંભળ શેઠ તને સહુ કહુ;
ખરા જોગ સિદ્ધિના ખ્યાલ, ઉડુ અધર પેસુ પાતાળ. ૧૧
સોના રૂપા આદે સહુ, બીજાં કૌતુક જાંણું બહુ;
જળ ઉપર વળી ચાલ્યો જાઉ, વાઘ રૂપ ધરી વનમાં ધાઉ. ૧૨
બીજી સિદ્ધિ મુજમા બહુ, કોય ભલા સેવકને કહુ;
આ નગરીમાં આવ્યા આજ, સેવે તેનાં સુધરે કાજ. ૧૩
પ્રીત્ય કરી અમને પૂજશે, સર્વ આગમ તેને સૂજશે;
મુકિતછે મારા કરમાંહિ, અવર કોયને એ ગમ નાંહિ ૧૪
રીઝ્ તેને આપુ રિદ્ધ, નજર ફેરવું ત્યાં નવ નિદ્ધ;
બહુ બડાઈ નહિ બોલુ મુખે, સાચુછે તે કહુછુ સુખે ૧૫
તન મન ધન અર્પે જે તરત, વચન રૂપિયું પાળે વરત;
મુકુ તેને વૈકુંઠ માંય, કપટ નથી મારે મન કાંય. ૧૬
ધૂત્તા તેતો ધન લે હરી, મુખથી મ્હોટી વાતો કરી;
ઠાંમ ઠાંમ કાજે કુમંતો, જુકત કરી ભરમાવે જતી. ૧૭

અમે સર્વ તજ્યાછે આહાર, વશ કીધાછે સર્વ વિકાર;
અમ સરખાને સેવે જેહ, દુનિયાંમાં તે ન ધરે દેહ. ૧૮
જકી એમ બાવો બોલીયો, ભમ્યો શેઠ ભાવિક ભોળિયો;
સિદ્ધ તણી વાતો સાંભળી, ગયુ તરત તેનુ મન ગળી. ૧૯
પ્રેમ ધરીને પાયે નમ્યો, બોધ ભલો બાવાનો ગમ્યો;
આજ્ઞા માગી આવ્યો ઘેર, પુરજનને કહી સઘળી પેર. ૨૦
ધરડો રાજ સભામાં ગયો, સમાચાર ત્યાં સઘળો કહ્યો;
ભોળા ભીમને ઉપજ્યો ભાવ, નિર્મળ જોગી ભવજળનાવ. ૨૧
દીક્ષા લેવાનુ દિલ થયું, ગપ સુણતાં સહુ સાનજ ગયું;
સિદ્ધ સમીપે જાવુ સહી, ઉઠ્યો રાજા એવુ કહી. ૨૨
સેના ત્યાં જાવા સજ થઇ, ચરચા ગુરૂને ચેલે કહી:
ઘોડે બેશી રાજા ગયો, બાવો તે બગ ધ્યાની થયો. ૨૩
જોગી નજરે જોતા નથી, સિદ્ધ ખરા મોટા સર્વથી;
રાજા તે સામુ જોઇ રહ્યો, થિર વિશ્વાસ તેને મન થયો. ૨૪
કોલાહલ સાંભળિયું કાંન, બાવે ત્યાં મુક્યુ બગ ધ્યાન;
જોગિયે સામૂ જોયું જદા, તરત રાય નમિયો ત્યાં તદા. ૨૫
વિનય કરીને વારંવાર, નરપતિ નમન કરે નિર્ધાર:
ભૂપે ભેઠ મુકી ત્યાં ભલી, અરપી સો મ્હોરો એકલી. ૨૬
જોઇને બોલ્યો જોગીજન, ધૂળ સમાન અમારે ધંન;
પથ્થર સરખા પારસમણી, જાણુ નહિ હું માયા ભણી. ૨૭

ઇચ્છુ તો આવે આ ઘડી, માયા જાણી મૂકી પડી;
સાચા સેવકનો ધર્મ સહી, કરઠાલે મળવું નહિ કહી. ૨૮
ગુરૂ દેવ રાજા આગળે, મુકી ભેટને સજ્જન મળે;
સર્વ સમરપી ભજવા સંત, એવું કે છે સંત અનંત. ૨૯
આ ઠામે સર્વે આવજો, લોક માત્ર પૂજા લાવજો;
આપી દેઇશું કોઇને અમે, તેથી મુક્ત થઇ જશો તમે. ૩૦
સાધક દ્વિજ સરસો આવિયો, ભાવે તેને બોલાવિયો;
અમે દ્રવ્યને અડતા નથી, શ્રેષ્ટ તમે બ્રાહ્મણ સર્વથી. ૩૧
ધન મુજ આગળ રાંપે ધર્યું, તે અર્પણ મેં તમને કર્યું;
વિધિએ ધન તમે વાવરો, કોઇ સારૂ પરમારથ કરો. ૩૨
વિપ્રે વળતી કર્યું વખાણ, કળિમાં તમ સરખો છે કોણ;
ત્યાગી જોગી મોટા તમે, નરપતિ સહુ તમપાયે નમે. ૩૩
મહિપતિ કેરૂ માન્યુ મંન, ધન ત્યાગી જોગી ધન ધન;
ઊગ્ર ભાગ્ય અમારૂ આજ, મ્હેર કરી આવ્યા માહારાજ. ૩૪
સાચા સંત શોધ્યા નવ જડે, અજા ધનાથી બહુ આથડે;
અજા તજ્યુ એ મોટુ અતિ, વપુ કયમ રેહે બીજા વતી. ૩૫
પેઠા વસ્ત્રનો પડદો કરી, ધ્યાન સમાધિ સિદ્ધ ધરી;
ઘડી ચાર એમ કરતાં ગઈ, પરમ સમાધિ પુરણ થઇ. ૩૬
મેવા બંને મૂઠીભરી, ધરણી પતિની આગળ ધરી;
અમે વૈકુંઠે જઈ આવિયા, પરસાદી પ્રભુની લાવિયા. ૩૭

આપો સહુને વેચી એહ, દેવ સરિખો થાશે દેહ;
રીઝયું મન ત્યાં રાજાતણું, દીઠું તેમાં દૈવત ઘણું. ૩૮
જુક્તિ નલહી જોગી તણી, પલટાયું મન પારણ ઘણી:
ભૂલવણીમાં ભૂલ્યો ભૂપ, રૂડું ભેખનું દેખી રૂપ. ૩૯

છપો.

ભૂલે દેખી ભેખ, અકલ નવ સૂજે એને;
ભૂલે દેખી ભેખ, તરત વશ થાયે તેને;
ભૂલે દેખી ભેખ, ટેંક પોતાનો ટાળે;
ભૂલે દેખી ભેખ, વશકરી અવળા વાળે;
વિધ વિધ કોઇ જુગતી વડે, ભોળા ભમાવે છળકરી;
કહે છોટમ તે પારખે, જેનો હાથ ગ્રહે હરી. ૧

દોહરા.

કરજોડી રાજા કહે, મ્હેર કરો મહારાજ;
કિંકર જાણી કર ગ્રહો, આપો દીક્ષા આજ. ૧
સેવક શરણે આવિયો, જાણો સંમ સુજાણ;
કે'શો તે કરશું અમે, પાળુ વચન પ્રમાણ. ૨
બાવો વળતો બોલિયો, રૂદયે ધરજે રાય;
પ્રીત્યે વચનજ પાળતાં, સર્વે સિદ્ધિ થાય. ૩
કાંય તારે કરવુ નહી, તપ તીરથ વ્રત ત્યાગ;
વચન વિવેકે પાળજે, ઊર આંણી અનુરાગ. ૪

ગંગા ગોકુલ ગોમતી, કાશીને કેદાર;
વચન એક માંહિ વસે, સર્વેનું ફળ સાર. ૫
ગુહ્ય વાત નહિ ગ્રંથમાં. ગુરૂના ઘરનુ સાન;
પંડિતને નહિ પારખુ, સત ગુરૂનીછે સાન. ૬
ભલો વેદનો ભેદછે, સરસ ગીતાનો સાર;
જગમાં કોઈ જાણે નહિ, પઢતાં ગ્રંથ અપાર. ૭
તેજ તત્વ તુજને કહુ, કરતાં કષ્ટ ન કોય;
નિશ્ચે નીમ ન મૂકવો, હેતે સિદ્ધિ હોય. ૮
કાને ન સુણો કોયની, વેદ શાસ્ત્રની વાત;
અજબ કળા અવધૂતની, સમજી તે શાક્ષાત. ૯
ભાવ ઘણો જોઈ ભૂપનો, વિપરિત બોલ્યો વાણ:
માંનધરી માંધો થયો, જમ હોય મોટો જાંણ. ૧૦
શાસારૂ સેવક કરૂ, એવા શાછે અરથ;
આરોગુ નહિ અંનને, ગાંઠ ન બાંધુ ગરથ. ૧૧
મતબલશી મારે પડી, સંસારીના સાથ;
સિદ્ધિયો સહુ સાંમટી, હરિએ આપી હાથ. ૧૨
રાજા હોય રજો ગુણી, જા જા ઉઠય જરૂર;
એમ કહી અવળો ફર્યો, દાંભિક બેઠો દૂર. ૧૩
રટ લાગી બહુ રાયને, આતુર થયો અપાર;
ઊઠીને ઘેર આવિયો, વળતી કર્યો વિચાર. ૧૪

રાજા પરજા કોયની, તમા નહિ તજભાર;
માટે મોટું તત્વ તે, સિદ્ધ કનેછે સાર. ૧૫
સિદ્ધ સમીપે સંચરે, નિત નિત રાખી નેમ;
દેવ ગણી દર્શન કરે, પૂરણ વાધ્યો પ્રેમ. ૧૬
ભાવ ઘણો ભૂપાલનો, આવે દીઠો એશ;
સમદેશ સાલિંગ રામના, આપ્યો ત્યાં ઉપદેશ. ૧૭
કોઈ આગળ કેવી નહિ, મારામતની વાત;
સાચા મનથી સાધજો, સિદ્ધ થશે સાક્ષાત. ૧૮
સરસ ગિતાનો સારછે, દધિને પૌવા દોય;
ભાવ ધરિ ભોજન કરે, હરિનુ દર્શન હોય. ૧૯
પંડિતને જઇ પૂછજો, એવો નહિ કે અર્થ;
વાત વદે જે વેદની, તેનુ જાણે વ્યર્થ. ૨૦
માનેશ નહિ તું મુળગી, વદે અવરજો વાત;
અન્ય અર્થ ઉરમાં ધરૂ. તો તુજ શિર ગુરૂઘાત. ૨૧
એજ વચનને અનુસરો, વસ થાશે વિશેશ;
દહિને પૌવા દિવ્યછે, એ સાચો ઉપદેશ. ૨૨

છપો.

ભોળા ભરમે એમ, સનાતન ધર્મ ન શોધે;
ભોળા ભરમે એમ, પડે પાખંડી બોધે;
ભોળા ભરમે એમ, ઢંગ દેખી જે ધાયા;

ભોળા ભરમે એમ, વહે જુઠાના વાણ્યા;
વેદ વેદાંગ જાણ્યા વીના, ફશા જાય તે ફંદમાં;
કહે છોટમ ભુલ્યા ભમે, નહિ સમજણ મતિમંદમાં. ૧

ચોપાઈ.

એવો એ ગુરૂનો ઊપદેશ, નિશ્ચે માન્યો મન નરેશ;
દીક્ષા લઈ આપી દક્ષિણા, ઘણી મોર રૂપૈઆ ઘણા. ૧
સાધક સામા દોડ્યા સોય, કે આવો આવો સહુ કોય;
આ ધન તમને આપ્યું અમે, ખાવ વાવરો ખરચો તમે. ૨
ભલા સુખી તે બ્રાહ્મણ થયા, આશિષ દેઇને આઘાગયા;
રાજા મન થયો રળિયાત, જોગી કોય દેવાંશી જાત્ય. ૩
મંદિર પધારો મારે ગુરૂ, સારી રીતે સેવા કરૂ;
જોગી કે જંગલમાં રહુ, શીત ઉષ્ણને વરષા સહુ. ૪
પુરમાં અમે પેસતા નથી, કહુછુ તુજને સાચુ કથી;
પુર પતિ પ્રેમે લાગ્યો પાય, ગળતી રાજા થયો વિદાય. ૫
ભાવનમાં આવ્યો ભૂપતી, અર્થ સાધવા ઉલટ અતિ;
કરે કલ્પ જે સિદ્ધ કહ્યા, પુંવા દહિથી પુષ્ટજ થયો. ૬
દેશ દેશના વિદ્વાન, આવે તેને આપે માન;
આદરથી પુછે એટલું, કોં બ્રાહ્મણ ભણિયા કેટલું. ૭
કોકે વ્યાકર્ણ કોકે ન્યાય, કોય સાંખ્ય ઇતિહાસ કથાય;
કરે પરિક્ષા પંડિત તણી, પ્રીતે પુછે પાટણ ધણી. ૮

એકજ કો' ગીતાનો અર્થ, વિદ્યા નીકર સઘળી વ્યર્થ;'
વળતા પંડિત વાણી વદે, રાજા અર્થ રાખજો રૂદે. ૯
શ્લોક ભણી કે સહિત સમાસ, પ્રકટ ગિતાનો અર્થ પ્રકાશ;
માને નહિ મહીપતિનું મન. નથી જાણતા પંડિત જન, ૧૦
આવે પંડિત એમ અનેક. ટાળે રાજા સહુનો ટેક;
કોયનો અર્થ ન કરે કબૂલ, ભણ્યા ગણ્યામાં કાઢે ભૂલ. ૧૧
અણ સમજ્યો રાજા એમ કરે, માન સર્વનું મહિપતિ હરે:
મળે નહિ પંડીતને માન, કોડી ન કરે કોઇને દાન. ૧૨
નાસ્તિક એ નરપતી થંઇ ગયો, વેદ ધર્મ મૂકાને વયો;
વિપ્ર સર્વ મન વિસ્મય થયા, આદ્ય ધર્મ સહુ ઉઠી ગયા. ૧૩
મહિપતિ તેજ ધર્મનું મૂળ, પાપી ભૂપ પ્રજાને શુળ;
અંધ રાજ જો હોય અજાણ, કરે ધર્મનું રક્ષણ કાણ. ૧૪
ચાર વર્ણને આશ્રમ ચાર, વેદ ધર્મથી સહુ વ્યવહાર;
ઇશ્વરની આજ્ઞાછે એહ, રાયે રક્ષણ કરવાં તેહ. ૧૫
ધર્મ હીન જે વાણી પતિ, એ રૌરવ દુઃખ પામે અતિ;
જુઠા ધર્મમાં રાજા જાય, પ્રજા તેહની બહુ પીડાય. ૧૬
પૃથ્વીમાં પ્રકટે પાખંડ, દેશ સહે કાંણ તેને દંડ;
નીતિહીન હોયે નરપાળ, સતની કાણ કરે સંભાળ. ૧૭
વેદ ધર્મ ક્યાં જઇને વસે, 'જગતી માંથી વિદ્યા જશે;
અવિદ્વાન જ્યાં ભૂપ અજાંણ, ગુણી તણા ગુણ જાંણે કાંણ. ૧૮

---

૧ પૃથ્વી.

વૈદક જ્યોતિષ વ્યાકરણ ન્યાય, કહો પરીક્ષા કોણે થાય;
જોગ સાંખ્યને પાતાંજલી, વેદ વેદાંત કોણ ભણશે વળી. ૧૯
ગ્રંથ શિલ્પને ગાંધર્વતણા, શું કરવાને શીખે ઘણા;
જશે સર્વ વિદ્યાજ જરૂર, પાખંડ બહુ વધશે ભરપૂર. ૨૦
ખરા ધર્મથી ક્ષત્રિય જશે, દુષ્ટ જનોનું જોરજ થશે;
મળે ગુણી પંડિતને માન, દે રાજા તેને નિત્ય દાન. ૨૧
હુંનર વિદ્યા વધે હમેશ, શોભે સઘળો તેનો દેશ;
વિક્રમ ભોજ સમા ભૂપતી, દેતા દાન વિદ્યા જોઇ અતિ ૨૨
નવે ખંડમાં ચાલ્યુ નામ, ગુણ ગાયે સહુ ગામો ગામ;
રે' વિદ્યાયો રાજા વડે, જેથી ધર્મ સર્વને જડે. ૨૩
ધર્મ વિના સઘળે અંધેર, પશુ મનુષમાં શાનો ફેર;
સ્વર્ગ નરક પાપને પુણ્ય, જાણ્ય વિના જડ જેવા શુન્ય. ૨૪
જગ કરતાનો નિયમ જેહ, તુચ્છ બુદ્ધિ શું જાણે તેહ;
ઇશ્વરને ઓળખે શા વડે, નિર્દય દુષ્ટ પશુ નીમડે. ૨૫
પાપ કરી સહુ પ્રલે થાય, જ્યારે જ્ઞાન વિદ્યા સહુ જાય;
પંડિત કરે કલ્પના ઘણી, ધર્મ રાખજો સૃષ્ટી ધણી. ૨૬
રૂડો હતો પેલો રાજન, મૂર્ખ જોગટે ફેરવ્યું મન;
અધમે ધરીયો અવધુત વેશ, નાસ્તિક તેણે કર્યો નરેશ. ૨૭
સાધુ થઇને આવ્યો શુદ્ર, ખળે બોધ કીધો છે ક્ષુદ્ર;
મહા વાકયનો ન લહે મર્મ, ખુણી ખિકાવી બાળ્યો ધર્મ. ૨૮

ગાંજામાં રેહેછે ગરકાવ, ભકિત ધર્મ ઊપર નહિ ભાવ;
કંઈ નવ જાણે કેવળો, બોધ મૂઢ બાવાનો બળો. ૨૯
કુડા સિદ્ધ ઘણા કળીકાળ, જડ જીવોને નાંખે જાળ;
ત્યાગી થઇને તસ્કર ફરે, કપટ કરી ધન સંચય કરે. ૩૦
જડ બુદ્ધિ જે જીવ અજાણું, પાખંડીનું કરે પ્રમાણુ;
જીવ અજાણ્યુ અને ઝાંખરૂ, વળગાડે ત્યાં વળગે ખરૂ. ૩૧
કહે એમ બ્રાહ્મણ સહુ કોય, હાવે હરી કરે તે હોય;
એવે એક પંડિત આવિયો, બ્રાહ્મણસહુને મન ભાવિયો. ૩૨

## દોહરા.

સાથે સો વિદ્યારથી, મહા પંડિત પરમાણ;
નિર્મળ નાગર નાત્યનો, સહુથી શ્રેષ્ટ સુજાણ. ૧
કાશીનો કહેવાય છે, ગ્રંથ ઘણાનુ જ્ઞાન;
જાએ સઘળે જીતતો, સમરથ વ્યાસ સમાન. ૨
દિગ્વિજયી સહુ દેશમાં, મોટુ નામ મુરાર;
ભરી સભા જ્યાં બ્રહ્મની, આવ્યો એણે દ્વાર. ૩
પાટણના પંડિત વિષે, સહુથી જે સરદાર;
મુરારજી તેને મળ્યો, નમન કર્યું નિર્ધાર. ૪
આદર દીધો અતિ ઘણો, પૂછી લીધી પેરચ;
કહો પધાર્યા કયાં થકી, મજપર કીધી મેરચ. ૫
કહે પંડિત રેહુ કાશિએ, વિદ્યા ભણ્યો વિશેશ,

રાજ સભા રૂડી જહાં, પ્રીત્યે કરૂ પ્રવેશ. ૬
પંડિત બોલ્યો પુરતણો. વડા તમે વિદ્વાન;
ભાવ ફર્યો છે ભૂપનો, મળે ન આપે માન. ૭
કવિ પંડિત ગુણવંત કો, આવે એની પાસ;
કાન ધરે નહિ કોયનું, નિશ્ચે થાય નિરાશ. ૮
અકલ ફરી છે એહની, જોગી વશ રાજન;
પડદામાં પેશી કરી, ભોળો કરે ભજન. ૯
ભુરકી નાંખી ભૂપને, એક મળ્યો અવધૂત;
લાંછન કુળને લાગશે, કેશે લોક કપુત. ૧૦
કે' પંડિત કાશી તણો. કરિએ કાંય ઉપાય;
જુગત વિના નવ જીતિએ, સર્પ સિંહને રાય. ૧૧
ખરી ધારજો ખડ્ગની, જીભે ચાટવી જેમ;
રાજા સાથે રૂસણું, તમે જાણજ્યો તેમ. ૧૨
છાનો રહિ હું છળ કરૂ, કહોજ નહિ જો કાંય;
સારૂ ઇચ્છુ સર્વનુ, હરી કરે તો હોય. ૧૩
એકાંતે જઇ ઊતરૂ, વાડી આગળ વાસ;
વેશ પાલટી પર્વરૂ, પાખંડીની પાસ. ૧૪
એમ કહીને ઊઠિયો, પંડિત કરી પ્રણામ;
ઇશ્વર હાવે આપણું, કરશે સારૂ કામ. ૧૫
વાડી આગળ જઈ વસો, વેપારીને વેશ;

કોય પૂછે તેને કહે, દક્ષિણ માંહી દેશ. ૧૬
અગ્રવાળ છઇએ અમે, વેદ ધર્મના વઇશ;
અહિ થોડા દિન ઉતરી, જાત્રા સારૂ જઇશ. ૧૭
પંડિત સરવે પુર તણા, કરે નોતરા નિત્ય;
સારા જાંણી શેઠને, પુરણ રાખે પ્રીત્ય. ૧૮
સાંજે રાજા સંચર્યા, પાખંડીની પાસ;
સાંન કરીને શેઠને, પંડિત કરે પ્રકાશ. ૧૯
વળતી ઊઠયો વાંણિયો, શ્રીફળ લીધુ સાર;
ચંદન સારૂ ચોળવા, હાથે ફુલના હાર. ૨૦
પ્રેમે જઈ પાયે નમ્યો, ભાવ ધરી ભરપૂર;
ગદ ગદ કંઠે થઈ ગયો, અશ્રુજલ જણાવ્યુ ઊર. ૨૧
ચંદનહાર ચઢાવિયા, શ્રીફળ સાકર સોય;
વણિક વેગળા દેશનો, કળી સકે નહિ કોય. ૨૨
વેરી દેખી વેદનો, આંસુ આવ્યાં એમ;
આવો ભૂચર બાપડો, પૂરણ જાંણે પ્રેમ. ૨૩
જવન પાસથી જીવને, જાળવવા કોય જંન;
ઊંચ હોય પણ નીચને, નરતે કરે નમંન. ૨૪
એમ ધર્મ ઊધારવા, પંડિતે કર્યા પ્રકાર;
જુગતે જોગી આગળે, વિનય કર્યા બહુવાર. ૨૫
વંદન કીધુ વાંણીએ, વિધિથી ઘણો વિવેક;

કોમળ વચને કરગરે, ઉપમા કહે અનેક. ૨૬
આવો કે બેસો હવે, બહુ પ્રેમીક્ષુ બાપ;
ભકિત ભાવ તુજને ભલો, પૂરવ કોય પ્રતાપ. ૨૭
વણિક કહે રહુ વેગળો, દક્ષિણ દ્રાવડ દેશ:
સાચા સાધુ શોધતો, ફરતો ફરૂ હમેશ. ૨૮
જ્યાં જ્યાં તીરથ જાતરા, જ્યાં હોય જોગીજંન;
તમ સરખા ત્યાગી મળે, માંને મારૂ મંન. ૨૯
જાતોતો હું જાતરા, પાટણ જ્યાં પરભાસ;
સાચા તમને સાંભળ્યા, આવ્યો આંણી પાસ. ૩૦
મોટા ગુરૂ મુજને મળ્યા, ત્યાગી છે તમ તોલ;
જોગી મન રીઝયો ઘણો, સુણી શેઠના બોલ. ૩૧
પોતાના ગુરૂ પૂજતાં, જોઈ રીઝયો રાજંન;
ભેઠયો તેને ભૂપતિ, મીઠો લાગ્યો મંન. ૩૨
પરદેશી મજ પંથનો, સાચો હરિજન શેઠ;
એવી પ્રીતિ આપણી, ઠીક રહે નહિ ઠેઠ. ૩૩
કહો શેઠ કયાં ઉતર્યા, સુ છે તમારો સાથ;
આવો ભોજન આપણે, હેતે ઝાલ્યો હાથ. ૩૪
બાવાને બે જણ નમી, ગયા રાયને ઘેર;
એકાંતે ઉતારિયા, ભૂપે ઉલટ ભેર. ૩૫
વાણોતર વિહારથી, સરવે આવ્યા સંગ;

રાજ ભોવન માંહિ રહ્યા, ઉલટ વાધ્યો અંગ. ૩૬

## ચોપાઈ.

શેઠ સકળ ગુણવંતો સાર, ભારે વિદ્યાનો ભંડાર;
રાજ નીતિની જાણે રીત્ય. પુરપતિ સાથ ઘણી થઇ પ્રીત્ય. ૧
રાત દિવસ તે ભેળા રહે, કથા ધર્મની મુખથી કહે;
ભલુ આચરણ ભક્તિ ભર્યું, હેતે મન મહીપતિનુ હર્યું. ૨
દાસી એકને લાલચ દીધ, સાચુ કારજ કર્યું તુ સિદ્ધ;
કરે રાય તે કેજે રોજ, મળશે તુજને સારી મોજ. ૩
વચન તાણો રાખે વિશ્વાસ. ઇશ પુરશે તારી આશ;
સિદ્ધ માળા પછિ શું આચરે, કેવુ ભજન શુ ભોજન કરે. ૪
સમશામાં દાશીએ સાર, કહ્યો શેઠને સર્વ પ્રકાર;
વાત કહીને ગઇ વેગળી, મતલબ સર્વ શેઠને મળી. ૫
એક દિવસ બેઠા એકાંત, ભૂપતિ કે હવે ભાગો ભ્રાંત:
કહો ગુરૂએ તમને શું કહ્યું. અમથી જ્ઞાન અધિક જે થયું. ૬
વસ્તુમાં જો વેહેરો હોય, સાચુ કહી સમજાવો સોય;
શેઠ કહે સાંભળજો રાય, જાપ ગુરૂનો કહ્યો ન જાય. ૭
મર્યાદા મોટી ત્યમ મટે, ગોપ્ય મંત્ર કહેવો નવ ઘટે;
પરથમ જો કેહેશો પુરપતી, વારતા કેવાશે ભુજવતી. ૮
કહે રાજા લઇએ ક્યમ નામ, શમ દીધાછે શાલિગરામ;
એ બોલંતાં જો ઉચરૂ, નિશ્ચય નરક વિષે સંચરૂ. ૯

વણિક કહેછે એવી વાત, સમશામાં કહેવી સાક્ષાત;
ચતુર હોય તે ચિતમાં ધરે, મૂરખના મનમાં ના ઠરે. ૧૦
કહે રાજા સમશામાં કહો, દયા કરીને સંશય દહો;
શેઠ કહે ગુરૂ શિષનો ધર્મ, મહીપતિ સમજી લેજે મર્મ. ૧૧
ગોપ્ય વસ્તુ ઉઘાડાં ગાઉ, તો તો ગુરૂનો દ્રોહી થાઉ;
માટે કહુછુ સમશા માંય, કહેતાં ન રેહે અંતર કાંય. ૧૨
સાવધ ન થઈ સાંભળ રાય, ગવ્ય પંચમાં એક ગણાય;
શર્ળાથી બીજુ સાંપડે, શાણા નરને સમશા જડે. ૧૩
જુગતે કરવો એનો જોગ, ભાવ ધરીને કરવો ભોગ;
સરસ કહ્યો ગીતાનો સાર, ભક્ષણથી પામે ભવ પાર. ૧૪
શેઠ વચન એવાં સાંભળી, ગયુ ભીમ નૃપનુ મન ગળી;
મળતુ સુણતાં માન્યુ મંન, રીઝીને બોલ્યો રાજંન. ૧૫
સમશામાં હું સમજ્યો સહી, દિવ્ય વસ્તુ પીવા ને દહિ;
સુંદર એ ગીતાનો સાર, વિરલા જોગી લહે વિચાર. ૧૬
પંડિતને મેં પૂછ્યો અર્થ, વિના જાણ્ય તે બોલ્યા વ્યર્થ;
તત્વ વાત જાણોછો તમે, ભણ્યા ગણ્યા તે ભૂલાં ભમે. ૧૭
રીઝયો શેઠ ઉપર એ રાય, મનમાંહી આનંદ ન માય;
દાતા થઈ દીધા લખ દામ, ગજ ઘોડા ને આપ્યુ ગામ. ૧૮
શેઠ ઉપર બહુ વધ્યો સનેહ, જીવ એક ને જુદા દેહ;
પુત્ર દહીનો કરે પ્રયોગ, રાજાને બહુ વાધ્યો રોગ. ૧૯

દિન દિન પ્રત્યે ખાતાં દધી, શરદી રાય શરીરે વધી;
આરોગે તે ન પચે અન્ન, ઝાઝું દુઃખ પામે રાજંન. ૨૦
શેઠ વચન બોલ્યો તે સમે, તત્ય રાય સાંભળજ્યો તમે;
ગુરૂથી પાંમ્યા ગીતા સાર, લહ્યા નહિ પણ ભેદ લગાર. ૨૧
તેથી દુઃખ પાંમોછો તમે, ઝાઝું દુખ થાશે દહિ જમે;
સિદ્ધ લહેછે ગીતા સાર, પરમ ભેદનો ન લહે પાર. ૨૨
ભેદ સમજ વિન ભલુ ન થાય, જુગતિ વિના જીવથી જાય;
અમને ગુરૂ મળ્યાછે એક, ભાખ્યા તેણે ભેદ અનેક. ૨૩
વૈશ વચન પર વાધી પ્રત્ય, રાજા કહે કહો સઘળી રીત્ય;
પ્રધાન થઈ મુજ પાસે રહો, સાચી વાત સર્વથા કહો. ૨૪
શેઠ કહે સાંભળ જો રાય, કથન ભેદનુ જે કેહેવાય;
દહિ પૌવા એ મોટો દેવ, સારી તેની કરવી સેવ. ૨૫
મરિયાંને મીઠું બે મળે, ફકત દેવતો એથી ફળે:
વિરલાજન એ જાંણે વાત, સત્ય ભેદ ભણિયા સાક્ષાત. ૨૬
રાજા રીઝયો રૂડયા સાથ, પ્રધાન મુદ્રા આપી હાથ:
ગુરૂ બરાબર મનમાં ગણે, શેઠ કહે તે સઘળુ સુણે. ૨૭
ગુણી શેઠ ભૂપતિને ગમે, રાત્ય દિવસ આનંદે રમે;
વિદ્વાનોને વાદ્યુ સુખ, દૂર થયુ અંતરનુ દૂખ. ૨૮
સિદ્ધ થયુ આરંધુ શુભ કામ, હૈયા માંહે આવી હામ;
મરી મિઠાનો મોટો ગુણ, દૂર થયુ જે દુખ દારૂણ. ૨૯

એથી રાજા રીઝયો ઘણું, તન નીરોગિ થયુ તે તણું;
કહે વણિક શુણ શાણા રાય, ગિતા ભેદથી દુખ દુર થાય. ૩૦
પણ જો જાંણે સઘળો સાર, તો તો સૂખ તણો નહિ પાર;
કઠણ કામ એ સેહુ નથી, મોટા સિદ્ધ મરેછે મથી. ૩૧
મનથી તારી મરજી હોય, કઠણ વાત સમજાવું તોય;
પુરપતિ કહે ઓ પ્રીય પ્રધાન, મ્હેસ તુજને આપીશ માન. ૩૨
વ્હાલ થકી સઘળુ વિસ્તાર, સમજાવી દે સઘળો સાર;
વણિક વદે એ ભારે વાત, જાય અમેથી આશી જાય. ૩૩
ભેદ માત્ર બે મનથી કહ્યા, હજુ હજારો બાકી રહ્યા;
ઉઠયો પ્રધાન કહીને આમ, મલકાતો ચાલ્યો મૂકામ. ૩૪
પુસ્તક સઘળા શાસ્ત્રો તણાં, ઘેર થકી લૈ આવ્યો ઘણાં;
કોડ થકી ઢગલો ત્યાં કર્યો, દેખી તે રાજા તો ડર્યો. ૩૫
કહે પ્રધાન શીખો જો સહૂ, તો તો જાંણો ભેદજ બહુ;
રાજા કહે રાજીછું અમો, તનમનથી શીખવજો તમો. ૩૬
વસુધાપતિ જાંણે વશ થયો, શેઠ શબ્દ એક સારો કહ્યો;
ગીતા સાર તણા આ ગ્રંથ, પૂર્ણ ભેદનો ભાખ્યો પંથ. ૩૭
૩.કુ ઘટે કાંય ભણવું રાય, ભણ્યા વિના નવ ભેદ જણાય;
શિખવુ તમને ગ્રંથો સહુ, બોધે બુદ્ધિ વધશે બહુ. ૩૮
વિક્રમ સરખા થાશો વળી, નર કરશે કીર્તિ નિર્મળી;
વ્યાકરણ આદિક વિદ્યા વેદ, ભણીતરે ભણાવું ભેદ. ૩૯

રાજા કહે બહુ રૂડું કહ્યું, મન મારૂ ભણવાનુ થયુ;
આજ થકી આરંભુ અમો, તત્વ ગ્રંથ શીખવજો તમો. ૪૦
પંડિત શેઠે પ્હેલુ સાર, શિખવ્યુ વ્યાકરણ સર્વ પ્રકાર:
બિજા ગ્રંથ ટીકાના બહુ, ભાષ્ય પ્રજંત ભણાવ્યા સહુ. ૪૧
ચતુર ભૂપને ચારે વેદ, ભલી પેર ભણાવ્યા ભેદ;
વળતાં સર્વ વેદનાં અંગ, ઉપનીષદને સર્વ ઉપાંગ. ૪૨
સર્વ પુરાણો સહુ ઇતિહાસ, બહુ ભણતાં થઇ બુદ્ધિપ્રકાશ;
જુગતિ શીખ્યો જ્યોતિષતણી, બારે ગ્રંથો લીધા ભણી. ૪૩
ખભૂગોળ એ શીખ્યો ખરૂં, પોગળ સઘળુ નાંખ્યુ પરૂ;
રીતિરસાયન આદિ અનેક, વૈદ્યક વિદ્યા સહિત વિવેક. ૪૪
ગાંધ્રવ વિદ્યા શીખ્યો ગાન, શિલ્પ શાસ્ત્રનાં સહસ્રવિધાન:
ધનુર્વેદ જોયો થઇ ધીર, વસુધા ધીશ થયો વડવીર. ૪૫
સ્મૃતિયો સર્વ મિમાંસા સાંખ્ય, ઉઘડી વિદ્યા રૂપી આંખ્ય:
પાતાંજલની શીખ્યો પેર, જોગ જુગતિ જાણી નિજ ઘેર. ૪૬
ન્યાય શાસ્ત્ર જોતાં નિદ્યાન, પ્રકટ્યુ પુર્ણ પદારથ જ્ઞાન:
ઇશ્વર કર્તા એકજ લહ્યો, ગપો જ્ઞાનનો સંશય ગયો. ૪૭
ગીતા કેરૂ જાંણ્યુ જ્ઞાન, ધૂળ્ય મળ્યુ બાવાનુ ધ્યાન;
પાંખંડીનુ જાણ્યુ પડ્યુ, જ્યારે જ્ઞાન જથારથ જડ્યુ. ૪૮
અહો આવડો મારી ભૂલ, જોગીએ કીધો જડતુલ્ય;
વગર ભણ્યો હું વણશી ગયો, બોધ તુચ્છ બાવાનો થયો. ૪૯

મૂઢ સરિખો મુજને કર્યો, અન્ય ગરિબનો શો આશરો;
ઉત્તમ ભાગ્ય અમારૂ આજ, શેઠ મળ્યા તો સરિયાં કાજ. ૫૦
આંજ્યુ અંજન સમજણ તણુ, એક મટાડ્યુ અંધાપણુ;
ધિકારવા સરખો શો ધર્મ, મેં પાળ્યો નવ સમજ્યો મર્મ. ૫૧
વણિક રૂપ થઈ આવ્યા આસ, પૂર્વ પુણ્યનો થયો પ્રકાશ;
પાખંડીથી કીધો પરો, હવે સર્વ મનનો મળ હરો. ૨૫

## દોહરા.

પંડિતને પાયે નમ્યો, ભૂપતિ ઊલટ ભેર ;
મને મહાજન ગુરૂ મળ્યા, મોટી કીધી મેર. ૧
કોણ દેશ સાચુ કહો, નામ સહિત નિજ નાત ;
આ પુરમાં કયમ આવિયા, વેશ વણિક વિખ્યાત. ૨
વણિક તમે નથિ વિપ્રછો, મેં પરખ્યુ પરમાણ ;
કૃપા તમે જ્યારે કરી, જરૂર થયો હું જાણ. ૩
તમ પરતાપ ત્રિલોકનું, જ્ઞાન થયુ ગુણવંત ;
જડતા ટાળી જીવની, ઊઘડ્યાં નેત્ર અનંત. ૪
મળ્યા ન હત જો ગુરૂ તમે, વસમુ થાત વિશેષ ;
પાખંડીના પંથથી, ડૂબત સઘળો દેશ. ૫
પંડિત કહે ધન નરપતિ, શુભ થઈ બુદ્ધિ વિશાળ;
સાચો ઇશ્વર છે સદા, પરમ ધર્મ પ્રતિપાળ. ૬
કટમ સહિત રહુ કાશિએ, મારૂ નામ મોરાર ;

નારિ અમારી નાગરી, વિદ્યા વિમળ વિચાર. ૭
ભલી સભા જ્યાં ભૂપની, જઈ ત્યાં પામ્યો જીત ;
આઠામે આવી ચઢ્યો, પૂરણ રાખી પ્રીત. ૮
પાટણ કેરા પંડિતે, મને કહ્યો તુજ મર્મ ;
પડ્યો ભૂપ પાખંડમાં, મુક્ય માગ્યો સહુ ધર્મ. ૯
રક્ષણ રૂડા ધર્મનું, કરે નહી જો રાય ;
વર્ણાશ્રમ વણસે વળી, વીતંડ થઇ વહી જાય. ૧૦
મન વિચારૂ માહરે, કરવા પર ઉપકાર ;
વેશ કર્યો છે વૈશનો, સમજાવાને સાર. ૧૧
છળ ઝીતાએ છળવડે, કાંટે કાંટો જાય ;
તને પાપથી તારવા, એ કીધો ઉપાય. ૧૨
ભુપ કહે ભલુ થયુ, પાવન કીધુ પૂર ;
દુર્ગુણ મારા દેહના, દેખી કાઢ્યા દુર. ૧૩
દહીં પીંવા એ દેવતા, ગીતા કેરૂ જ્ઞાન ;
થાપ્યુ પેલુ થીર કરી, દઢ કરી આપ્યુ ધ્યાન. ૧૪
વળતી વીદ્યા શીખવી, ભાખ્યો સઘળો ભેદ ;
શુદ્ધ જ્ઞાન સાચુ થયુ, વાંચી જોયા વેદ. ૧૫
અર્થ લહ્યો મેં આપથી, તમ પરતાપે તાત;
જુઠુ સહુ જુઠુ પડ્યુ, વશી રૂદે શતવાત. ૧૬
બોધ વૃથા બાવા તણો, મેં જાણ્યો રૂષિરાજ;

વેદ અર્થ જાંણ્યા વિના, કોઇનુ ન સરે કાજ. ૧૭
પરંપરા પાખંડની, પ્રકટી ક્યાંથી પ્રાય;
કહો મુજને કરૂણા કરી, જેથી સંશય જાય. ૧૮
પંડિત કહે સુણ્ય નરપતિ, હૃદયે રાખે રાય;
જુઠી અંધ પરંપરા, જગમાં ચાલી જાય. ૧૯
પેટ કારણે પાપિયા, ખરે કરે પાખંડ;
રાજા પરજા છેતરે, દે કુણ તેને દંડ. ૨૦
ખળ પૂજે પાખંડને, ખરે ખુશી નવ થાય;
ધન દારા સુત ધંધના, લાલચમાં લેવાય. ૨૧
એક ભમાવે આદમી, ભોળા બહુ ભરમાય;
જુઠાને જાણે નહી, આખર દુખીઆ થાય. ૨૨
ધર્મ ધુરંધર દૃઢ થઇ, સાંભળજે દૃષ્ટાંત;
વીસ્તારી કહુ વારતા, ભાગે તારી ભ્રાંત. ૨૩
ભુવે વખાણ્યુ ભુતને, ઊપમા કહી અનેક;
એક આંધળે ઊર ધર્યું, કર્યો ન કાંય વીવેક. ૨૪
તે બેઠો તરૂવર તળે, વળીયો ત્યાંય વંટોળ;
ખડ ખડ શબ્દ થયો ખરો, ધુળ ઊડી ધમરોળ. ૨૫
તરત નાશીયો ત્યાં થકી, તનમાં પડીયો ત્રાસ;
ભય પાંમ્યો તે ભોળીયો, મુખે ન માયે સાસ. ૨૬
બોલાયુ નહી બે ઘડી, વદી સકે નહી વાત;

ઊચર્યો બીજો આંધળો, ભય પાંમ્યો કયમ ભ્રાત. ૨૭
વળતી તેણે વારતા, કહી બીજાને કાંન;
વસે ભુત એ વૃક્ષમાં, પાડ્યાં તોડી પાન. ૨૮
આવા દોડ્યુતુ અરૂ, કડ કડ કરતુ દંત;
આવ્યો નાહત આ સમે, આણુત મારો અંત. ૨૯
બીજો અંધ બાનો ઘણો, જણ બે નાઠા જાય;
તેવો પણ ત્રીજો મળ્યો, કંપે તેની કાય. ૩૦
ભય પામીને તે ભમ્યા, ભર્યો ભુતનો વેમ;
અંધ ઘણા એકેકથી; અમથા ભરમ્યા એમ. ૩૧
જે વસ્તુ જણશે નહી, મુદ્દ ન મળે મુળ;
એ સહુ અંધ પરંપરા, અંધા કરે કબુલ. ૩૨
અસલ થકી તે આજ લગી, પાળે આણી પ્રીત્ય;
દુખ પામે પણ નાડગે, રેતી નાછોડે રીત્ય. ૩૩
જુઠ્ય સાચ્ય જોણ્યા વીના, મુરખ માને મન;
એવાં અંધ પરંપરા, જાણે સમજુ જન. ૩૪
આંખ્યો વાળે અંધને, પુછી લીધો પાર;
એક એકથી આગળે, ઠેઠ બતાવ્યો ઠાર. ૩૫
સુરદાસ કહે સાંભળી, વડી ભુતની વાત;
વિચાર કરતાં વૃક્ષમાં, એક થયો ઉત્પાત. ૩૬
કે પંખી કે પવનથી, શબ્દ થયો બહુ સોર;

ભૂત લહી ભય પામિયો, જબરૂ દીઠું જોર. ૩૭
ડર પામીને દોડિયો, પડતાં કર્યા પુકાર;
જગત સર્વ જોવા મળ્યું, ચોદિશ ચાલી વ્હાર. ૩૮
સાચું એ સમજ્યો સહી, ભ્રાંતિ નામે ભૂત;
અંધે અંધ અનેકમાં, તેવું તૂતે તૂત. ૩૯
ભેદ સાર જાણ્યા વિના, નિશ્ચય ન લહે કોય;
બાવા બહુ બાવા ફરે, જુઠા ઠગ સહુ જોય. ૪૦
કલ્પિત વાતો કેટલી, આ જગ માંહિ અપાર;
ગપના ગ્રંથ થયા ઘણા, પંથ તણો નહિ પાર. ૪૧
પંથ પંથ માંહે પડ્યા, વાદે વધતાં વેર;
એક બિજાની ઉપરે, જોતાં આવે ઝેર. ૪૨
એવા તાણ્ય કરે ખરી, લડી મરે છે લાખ;
અંતરમાં આશા ઘણી, ઉપર ચોળે રાખ. ૪૩
એક એકના દેવને, તુચ્છ ગણે છે તેહ;
ભેદ પડ્યા ભગવાનમાં, અચરત મોટું એહ. ૪૪
બધો દેશ બગડી ગયો, સહુમાં રહ્યો નસંપ;
જુઠ્ઠે જુઠ્ઠ વધી જતાં, જરા મળે નહિ જંપ. ૪૫
મતવાળા મમતા કરે, વર્ણે વર્ણ વિરોધ;
કર્તા ઈશ્વરના કહે, સાચો કરે ન શોધ. ૪૬
પરપંચે ધન પારકું, હરવા ફરે હમેશ;

ઊપર દીસે ઊજળા, વિધવિધ ધારે વેશ. ૪૭
જાણે જાદુ જંત્રને, ભલાં બોલાવે ભુત;
બુટ્ટી આપધ બહુ કરે, એ મોટા અવધુત. ૪૮
ગુપ્ત રહે ગુફા કરી, ખાવુ છાંનુ ખાય;
અન્ન નથી આરોગતા, જગમાં એમ જણાય. ૪૯
કરે કપટથી ક્રિમિયા, કહુ તે ધરજે કાંન;
જુઠી સર્વે જુક્તિઓ, મહિપતિ સાચુ માન. ૫૦
ધુણામાં રાખે ધરી, છલ સહુ છાંણાં માંય;
પારાનો પરપંચ છે, કરે નવુ નહિ કાંય. ૫૧

## ચોપાઈ.

સાચુ સોનુ હોએ સોય, કરે છાંણુ ના જાણે કોય;
તત્રુ પત્રુ ત્રાંબા તણુ, બુટ્ટી રસમાં બોળે ઘણું. ૧
મૂકે તેને ધુણી માય, તે છાંણાને ડાબે ત્યાંય;
બધુએ છાણુ જ્યારે બળે, સારૂ ત્યાં સોનુ નીકળે. ૨
કરે કીમિયા એવા એમ, તરત ભમે જોઈ ભોળા તેમ;
પારો ચાંદી પોચે ભરી, ઉપર આંચ અગનીની કરી. ૩
રહે ચાંદીને પારો જાય, રૂપુ એમ બતાવે રાય;
મીણ કોથળી મજબુત કરી, જટા માંહી બાંધે જળ ભરી. ૪
નીચુ શીશ નમાવે જાંય, તુરત થાય ગંગાજળ ત્યાંય;
એમ જુગતિયો કરે અપાર, સાચુ સહુ માને સંસાર. ૫

પાર વના એવા પરપંચ, શાણા કોયક જાણે સંચ;
પ્રકટે પૂર્ણ પદારથ બોધ, સૃષ્ટિથી કર્ત્તાનો શોધ. ૬
કાયનો વાધ્ય. તે કયમ જાય, જો એ જાણ જથારથ થાય:
રીઝયો એમ સાંભળી રાય, પંડિત ગુરૂને લાગ્યો પાય. ૭
સંશય મારો શર્વે ગયો, લૌકિક વૈદિક મારગ લયો;
અચરત એક સિદ્ધમાં એહ, અન્ન વિના કયમ રાખે દેહ. ૮
પંડિત કે એ સર્વ પ્રપંચ, શોધી જોજો એનો સંચ;
કોણ પંચ કેરીછે કાય, રુદે વિચારી જોજ્યો રાય. ૯
અન્ન થકી ઉપજેછે દેહ, અન્ને વડે જીવેછે એહ;
અલ્પ કરેછે અન્નાહાર, વશ કરવા કોઈ ઇંદ્રિવિકાર. ૧૦
સાધે પ્રાણ સમાધિ કરે, જમે ભક્ષ જ્યારે ઉતરે:
નિરાહાર ચાલે નહી કોય, જુગતી વીચારી સર્વે જોય. ૧૧
કપટી છાનું ભોજન કરે, ડોંગર કંદ કરીને ફરે:
સમરાસર ભેગા એમ કરી. વેશ કરે વાદી વાધરી. ૧૨
મૂર્ખા લોક લહે નહી મર્મ. પાખંડીનો પાળે ધર્મ;
વેદ ધર્મથી વેર વાશેશ, દીસે ધૂત્તા દેશે દેશ. ૧૩
છ દર્શનથી છનુ થયાં, ગાંમે ગાંમે ફેલી ગયા;
ઉપ દર્શનથી પંથ અનંત, સર્વે થઈ પુજારે સંત. ૧૪
પરમેશ્વર થઈ કો પૂજાય, ગુણ તેના શેવક બહુ ગાય;
દુનીયાંનું ધુતી લે દામ, ધનથી બાંધે સારાં ધામ, ૧૫

ગ્રમ કરીને રાજ્ય ગ્રંથ, પેચે સર્વ ચલાવે પંથ;
માટે તું માને મહીપાળ, કપટી વેશ કરે વીકરાળ. ૧૬
જોજે છાંનો તુ ત્યાં જઈ, જુઠો બેઠો જોગી થઈ;
જુઠાને વચને જે વળ્યા, ટેક તજી સાચાથી ટળ્યા. ૧૭
પાંમે નહી તે નર પરલોક, સત્ય વીના કાંઈ ન ટળે શોક;
બાજીગર જ્યમ ખેલે બહુ, જાંણે તેને જુઠું સહુ. ૧૮
દેહ જીવનો દીબ્ય વિચાર, કપટ તજી ભજવો કરતાર;
સત્ય દયા એ સાચો ધરમ, પાળે તે પાંમે પદ પરમ. ૧૯
હંસ તણી બુદ્ધી જો હોય, પય પીએને ત્યાગે તોય;
કપટી કાગ તણો સંગ કરે, હંસ તણી બુદ્ધી તે હરે. ૨૦
સંગ સરીખો લાગે રંગ, કદી ન કરવો કપટી સંગ;
પંડિત વાણી કરી પ્રમાણ, ઝાંઝુ રાજા સમજ્યો જાંણ. ૨૧

## દોહરા.

સાચી વાતો સાંભળી, રદે વિચારે રાય;
જોગીને જોવા જઈ, બલ કઈ પેરે બાય. ૧
રાત્ય સમે રાજા ગયો, વળતી પલટી વેશ;
કાળો ઓડયો કાંબળો, લોક ન જાંણે લેશ. ૨
જોગીની પાછળ જઈ, વૃક્ષ પછાડી વીર;
છાંનો ભુપ છપી રહ્યો, ધારણ રાખી ધીર. ૩
એવામાં આવી મળ્યા, ચેલા પેલા ચાર;

ભોજન લાવ્યાં ભાવતાં, આપ્યો અન્નાહાર. ૪
જુગતે તે જોગી જમ્યો, નીર્મળ પીધુ નીર;
મિદ લહી ભુપે ગણ્યો, પાખંડીનો પીર. ૫
હુકો આપ્યો હેતથી, સાધક ચાલ્યા સોય;
રાજા તે પાછળ રહ્યો, કળી ન સકયો કોય. ૬
ડામ જોઇને ઠગ તણો, ગયો રાય નીજ ઘેર;
કળાજોઇ કપટી તણી, પંડીતને કહી પેર. ૭
ભુપ કહે મેં ભાળાયું, એણે ખાધુ અન્ન;
એ ઠગવાને આવીયો, જુઠો જોગી જન. ૮
સાધક રેછે શેરમાં, ચેલા એના ચાર;
ખવરાવેછે એ ખરા, ઠીક લહ્યો મેં ઠાર. ૯
વસે ધર્મશાળા વીષે, વીધવીધ ધારે વેશ;
ઠગ જાશે સહુને ઠગી, સંશય નહી લવલેશ. ૧૦
ધન જે કોઈ જઇને ધરે, પૈશા ખાવા પાસ;
લેનારા એ લોકનો, વસે શેરમાં વાસ. ૧૧
પંડીત કે વળી પારખુ, રાજા જોને રીત્ય;
ગણીકાને ત્યાં મોકલો, જોવા ઇંદ્રી જીત. ૧૨
રાજા કહે રૂડુ કહ્યું, ત્યાગીનો જોઊ તોલ;
ભોગવશે જો ભામિની, પછે જણાશે પોલ. ૧૩
તેડાવી તેણે સમે, એવી ગુણકા એક;

કળાવંત તે કામિની, ટાળે સહુનો ટેક. ૧૪
તાળ તાનને રાગના, ભેદ ભણી બહુ ભાત્ય;
મહિપતિએ તે મોકલી, રૂડા પડતાં રાત્ય. ૧૫
રથ બેશી રામા ગઈ, શોભ કરી શૃંગાર;
બાવો જ્યાં બેઠો હતો, જઈ ત્યાં કર્યો જુહાર. ૧૬
કે જોગી તું કોણ છે, કયમ આવી શું કામ;
કેના ઘરની કામિની, નિશે લેતુ નામ. ૧૭
પ્રેમે બોલી પ્રેમદા, નગર શેઠની નાર;
કરવા દર્શન કારણે, આવી હું આ ઠાર. ૧૮
શ્રવણે તમને સાંભળ્યા, મોટા છો મહારાજ;
વચનતણી સિદ્ધી વડે, કરે લોકનાં કાજ. ૧૯
પ્રીત કરી પાયે નમી, પગે પરશિયા પાણ;
ચંદન ચોળી સિદ્ધને, વદે મધુરી વાણ. ૨૦
પરદુખભંજન છો પ્રભુ, પરમારથ પર પ્રીત;
સુખકારી સંસારના, રૂડા તમારી રીત. ૨૧
દુખિયાંના દુખ ટાળવા, વિચરો દેશ વિદેશ;
સમદ્રષ્ટિ સહુ ઊપરે, નીચ ન ઊંચ નરેશ. ૨૨
દયા કરોછો દીનને, સુખના દાતા સંત;
દર્શનથી દેદારનાં, નીઠ્યાં પાપ અનંત. ૨૩
એમ કહી અબળા નમી, નિર્મળ થઈને નાર;

જૂઠી મોરો જુવતિએ, અરપી એણે હાર. ૨૪
દામોદરની દીકરી, પરણીછુ પુરમાંય;
શીવચંદ છે સાસરો, કમો નથી ધન કાંય. ૨૫
ભર્યા ઘણા ભંડારછે, માંહિ ઘણો છે માલ;
ભાત્ય ભાત્યની છે ભલી, રૂડી સર્વ રસાલ. ૨૬
સાસ એકછે શોક્યનુ, તેને છે સં*તાન;
મૂરખ વરછે માહરો, મુજને ન મળે માન. ૨૭
એ માટે આવી અહીં, કરૂણા કરો કૃપાળ;
દુઃખ ટાળો મુજ દીનનુ, બાવા આપો બાળ. ૨૮
કહો તમે તે હું કરૂ, સ્વામી સેવા સાર;
વળી કહો તે વાવરૂ, ભારે ધન ભંડાર. ૨૯
અજર કરૂ નહિ આપને, અરપુ તન મન ધંન;
સત પાળુ સેવક થઈ, ભારે કરૂ ભજંન. ૩૦
વચન તણે વશ થઈ રહુ, વિધિએ પાળુ વરત;
એક પુત્ર આપો મને, કો તે કરૂ તરત. ૩૧
ઠગે વિચાર્યુ ઠાકછે, માનિનીનુ છે મન;
સંગ કરે સંતતિ થશે, સૂતી લઈશુ ધંન. ૩૨
તેણે ત્યાં લીલા કરી, વિનતા સંગ વિહાર;
જોબનવંતા જોષને, જોગી રમિયો જાર. ૩૩

* દીકરો.

પુત્ર થશે એ પ્રેમદા, આવ્ય નિત્ય અમ પાસ;
કોય ન જાણે કામિની, રાતે રમશું રાસ. ૩૪
વારૂ કહિ વિનતા વળી, ગઈ પોતાને ઘેર;
પરભાતે પોતે કહી, પુરપતિને સહુ પેર. ૩૫
રાજા પંડિત બે રહી, વળતો કરયો વિચાર;
ધૂતા ધન લેઇને જશે, ચેલા એના ચ્યાર. ૩૬
ચોકી મુકી ચોપથી, પકડી લીધા પાંચ;
ખુંચ્યો લીધુ ધન ખરૂ.. અતી દેખાડી આંચ. ૩૭
કપટીને કાઢ્યા કહી, કર્યા દેશથી દૂર;
ધર્મ થાપિયો દ્રઢ કરી, નરપતિ વાધ્યુ નૂર. ૩૮
પંડિત સહુ તેડ્યા પછી, પ્રેમે લાગ્યો પાય;
કરજોડિ રાજા કહે, કહો હવે કયમ થાય. ૩૯
ધૂતારાના બોધથી, હું ચૂકયો છુ ધર્મ;
સાચાને સેવ્યા નહિ, કોટે બાંધ્યુ કર્મ. ૪૦
ધિક ધિક તેના ધર્મને, ઉત્તમને અપમાન;
દીધુ નહિ વિદ્વંતને, દાન કરી સન્માન. ૪૧
ભગુવાં વસ્ત્ર કરે ભલા, ભભલ થઈ ગયા ભેખ;
કહ્યું કર્યું કિમ્મત વિના, રહી ન અક્કલ રેખ. ૪૨
વેદ ધર્મથી હું વળ્યો, લહ્યો ન ભેદ લગાર;
પંડિતને પ્રેરણ કરી, ઘર આવ્યો કરતાર. ૪૩

ગ્રંથ ભણાવ્યા અતિઘણા, વળી વિચાર્યા વેદ;
ભારે ભુલ મટી ગઈ, ભલો જણાયો ભેદ. ૪૪
પાખંડીના પંથથી, પેલુ કીધુ પાપ;
કરજોડીને કરગરૂ, મુજને કરજ્યો માપ. ૪૫
પ્રાયશ્ચિત કરવુ ઘટે, શુધ કરી સંસ્કાર;
ઊપવીત બદલુ આ સમે, નીશ્ચે તે નીર્ધાર. ૪૬
પછે કરાવ્યો પંડીતે, સર્વ પ્રકારે સાર;
પવીત્ર થઇને પુરપતે, આપ્યાં દાન અપાર. ૪૭
ગજ ઘોડા રથ ગાયનાં, દીધાં ભુમી દાન;
અન્ન વસ્ત્ર ધન આપીયાં, સર્વેને સન્માન. ૪૮
જાચકને જુગતે કરી, આપ્યાં દાન અપાર;
વસુધામાં વાધ્યો ઘણો, જેનો જસ વીસ્તાર. ૪૯
વીદ્યાશાળાયો વળી, થાપી ગામો ગામ;
અન્ન છત્ર ઉત્તમ કર્યાં, ધર્મશાળનાં ધામ. ૫૦
નાના વીધીએ નરપતે, સઘળે કર્યા નવાંણ;
પ્રજા કહે ધન પુરપતી, વીધ વીધ કરે વખાંણ. ૫૧
દીધાં સર્વે દેશના, બ્રાહ્મણને ભોજન;
દુખ ટાળે દુખીયા તણાં, આપે સહુને અન્ન. ૫૨
વીદ્યા ઘણી વધારવા, દે પંડીતને દાન;
ભીમ વદ્યો છે ભોજથી, ગાય ગુણીજન ગાંમ. ૫૩

એક સમે આનંદમાં, ભીમ ભણ્યો ભુપાલ;
પ્રીત્યે પંડિત જનને, પૂછ્યાં પ્રશ્ન રસાલ. ૫૪
કો વીદ્વાન કૃપા કરી, સહુનો સાચો ધર્મ;
કેઈ પેરે કરવુ ઘટે, મને બતાવો મર્મ. ૫૫
વર્ણ અમને વરતવુ, સત ધર્મ શી રીત્ય;
માંનવ મારા દેશના, પાળે પુરણ પ્રીત્ય. ૫૬
પંડિત કે' સુણ્ય પુરપતી, કહુ તે ધરજે કાન;
સાર ધર્મ સ્મૃતીમાં કહ્યો, મનુ વચનો તું માન. ૫૭
ઋષિઈ બોળે આપના, રાકજ રૂડી રીત્ય;
નરબોળે નીજ ધર્મને, પુરણ આણી પ્રીત્ય. ૫૮
પ્રાણીને પરલોકમાં, રક્ષણનો કરનાર;
ધર્મ સાહાય થશે ઘણી, વસમી વેળે વાર. ૫૯
માંનવના મૃત્યુ પછી, શબ થઈ જાય શરીર;
ઉશેટે જમ ઇંદ્રને, વળે વેગળા વીર. ૬૦
કળ કળી સહુઘેરે રહે, જે જમ તે તમ જાય;
તે વેળા તે જીવને, સાચો ધર્મ સહાય. ૬૧
ધર્મતણાં લક્ષણ કહુ, સાંભળજે તું સોય;
સુખ કારી સઘળે થશે, કર નહિ ઝાંખે કોય. ૬૨
પુર કેરાં સર્વે પશુ, વશ રાખે ગોવાળ;
આય કોયના ક્ષેત્રમાં, ગાફલ આયે ગાળ. ૬૩

ઇંદ્રિય પશુનો આતમા, ચારણ હારે ચરાસ;
કરે બંગાડજ કોવનો, પડે કર્મને પાશ. ૬૪
માટે માનવ વંશને, ધરથી પેલો ધર્મ;
સદાચાર સુખ રૂપકે, કરવાં ઉત્તમ કર્મ. ૬૫
આ લોકે જસ ઉજળો, પર લોકે સુખ સાર;
એવો સદ આચાર છે, સુખે તરે સંસાર. ૬૬
કર્મ ફળે આચારથી, ધરમાં ઉપજે જ્ઞાન;
જ્ઞાન થકી પાંમે ગતી, બેઠે જઈ ભગવાન. ૬૭
આચરવું વેદે કહ્યું. એ જાંણો આચાર;
ધારજથી ધારણ કરો. સત્ય ધર્મ એ સાર. ૬૮

## ચોપાઈ.

બાહર ભીંતર શૌચ વિચાર, સદા શુદ્ધમાં રે'વું સાર;
વપુ વસ્ત્ર નિત નિર્મળ રેહે, દયા જ્ઞાન મનના મળ દહે. ૧
પુણ્ય કર્મનો ઉપર પ્રેમ, ઉજ્વળ મનને કરવું એમ;
આત્માને ઇંદ્રિય અગીઆર, વિવેકથી તજવાજ વિકાર. ૨
વિચાર જે મન વાંણી તણો, સત્ય પંથમાં સાધે ઘણો;
નિંદા ચાડી તજવી નિત્ય, સદા રાખવી સારી રીત્ય. ૩
ઉત્તમ વિનય સહિત ઉચ્ચાર, કુટ ન કે'વું એક લગાર;
મેણુ મશ્કરી ગંદી ગાળ, અમથુ કોય શિર ન ધરે આળ. ૪
ધર્મ ઉપર દ્રઢતા રાખવી, ભાવે શુભ વાંણી ભાખવી;

ધર્મ વંત જન સાથે પ્રીત. રૂડી સર્વ શીખવી રીત્ય. ૫
સમજણ લેવી ગુરૂથી સહી, કરવો બોધ બિજાંને કહી;
નાસ્તિક વચન ન કેહવુ કદા, શકિત પ્રમાણે દેજો સદા. ૬
કરે ધર્મનુ ખંડન કોય. શ્રવણે સાંભળવુ નહિ સોય;
સદા ધર્મમાં કરો સહાય, નિર્મળ બુદ્ધિ વચન મન કાય. ૭
પાપ પ્રપંચ દંભ ને દ્વેષ. મદ મત્સર મનમાં નહિ લેશ;
ધૂર્ત્ત ચોર થઈ ધનના હરે, પાખંડ સહુ મનથી પરહરે. ૮
કોય જીવની ન કરવી ઘાત, વેદ ધર્મની સુણવી વાત;
કોય જુવતીની સાથે જાર, તન મનથી તજવુ નિર્ધાર. ૯
સુખ સંસાર તણું જોઈ સાર, ગર્વ ન કરવો એક લગાર:
દુઃખ દેખીને ડગવું નહી, શૂર ધીર થઈ સેહેવુ સહી. ૧૦
વિષય ઉપર કરવો વૈરાગ, તુચ્છ વ્યસનનો કરવો ત્યાગ:
આ જીવિકાને અર્થે સહુ, શીખો વિદ્યા હુનર સહુ. ૧૧
કળા શીખવી સર્વે કોય. સાર સાર ગ્રહી લેવુ સોય;
વિવેકથી ધનને વાવરો. પાત્ર જોઇને પુણ્યજ કરો. ૧૨
વિદ્યા વધે જગતમાં જેમ, તેવુ સહુને કરવુ તેમ;
અનેક જનનોજ્યાં ઊપકાર. ધન વાવરવુ ત્યાં કરી વિચાર ૧૩
પરમારથમાં પુણ્ય અપાર, વાવરવુ ત્યાં કરી વિચાર:
જ્ઞાન ભકિતને સાચો ધર્મ, અધિક વધે એ કરવુ કર્મ. ૧૪
પાપી પાસે પૈશા જાય, એથી અધરમ ઉલટો થાય;
પુણ્ય વધે જે પૈશા વડે, લક્ષ્મી તેની લેખે ચડે. ૧૫

પાપી પાસે પૈશો થાય, જાર જુગટુ કે વ્યસને જાય;
કે હિંસા-કે કૂડાં કર્મ, અંધ કરે ધનથી અધરમ. ૧૬
કરી કમાઇને નરકે જાય, કપૂત પાપી તે કહેવાય;
પાંમે સ્વર્ગ એ પૈશા વડે, અતિ ઉપકાર ધર્મ આવડે. ૧૭
કષ્ટ વડે ધન પેદા કરે, ધર્મહીન ધૂળમાં ધરે;
તે પામર પાપી કેવાય, જરૂર જમને હાથે જાય. ૧૮
આ લોકે અન્યાયે કરી, ભારે ધન ભંડારે ભરી;
પરલોકે જઇને પસ્તાય, ખળનુ સાંચ્યુ કોયક ખાય. ૧૯
અતિ લોભે અવળુ આચરે. સાધુ બ્રાહ્મણ સહુનુ હરે;
દાન દયા નહિ સત સંતોષ, દિનને રાત્ય કરે બહુ દોષ. ૨૦
સુકૃત સાધન નહિ કાંઇ સરે, શઠ તે નરક વિષે સંચરે;
મોટા જમ કિંકરનો માર, ઉગારે કોણ એણીવાર. ૨૧
કુળ કુટંબ દારા સુત સોય, બાળી રાખ કરીને રોયા;
સ્વારથનો સગળો સંસાર, મુકાવે કોણ જમનો માર. ૨૨
અચેત જીવને શું કહે અતિ, ગાફલ નરને ન મળે ગતી;
ભુંડ સરીખો ભોગ વિલાસ. તુચ્છ બુદ્ધિને ન મળે ત્રાસ. ૨૩
દેહ ધરી સહુને દે દુખ, ધિક ધિક તે જનનીની કુખ;
ઉછેરયો અંગારો થયો, ગુણ હીણો સઘળેથી ગયો. ૨૪
પીડા પાંમી રાખ્યો પેટ, વૃથા ગઇ જે કીધી વેઠ;
કુકર્મી જે કુળમાં થાય, પૂર્વજ તેના બહુ પસ્તાય. ૨૫
મોટો સહુથી માનવ દેહ, ખોટામાં નવ ખોવો તેહ;
પરમ ધરમ પરમારથ કામ, હરી ભજવા રાખીને હામ. ૨૬

સુપનાવત જાંણી સંસાર, સદાય ભજવો સરજન હાર:
પરમેશ્વરની સાથે પ્રીત, રૂડી એ ભકિતની રીત. ૨૭
સાચા સાધુજનનો સંગ, આનંદ ઉપજે અંગો અંગ:
સદાય ઉપજે સત્યવિચાર, પ્રભુ સાથે હોય પ્રેમ અપાર. ૨૮
પ્રભુને ભુલે નહિ પળ એક, સત્ય ધર્મની સાચી ટેક:
ગુરૂ કનેથી લેવુ જ્ઞાન, ધરવુ પરમેશ્વરનુ ધ્યાન. ૨૯
જાગ જુગતે એકાંતે જઇ, પ્રભુને પ્રારથવા સ્થિર થઇ:
કરવું સમરણ ત્રણે કાળ, જુઠી જાંણી સહુ જંજાળ. ૩૦

## દોહરા.

જોબન ધન સુખ જોઇને, મદ નવ ધરવો મન:
ભંગુર સઘળા ભોગછે, સર્વ વિલાસ સુપન. ૧
દિન દિન જાએ દોડતુ, જોબન પુરતુ જાંણ:
ઘટતાં ઘટતાં *ઘટ જશે, ગાફલ ગર્વ ન આંણ. ૨
તૃપ્તિ ન થાએ તુજને, ભાવેછે બહુ ભોગ:
વૃદ્ધ પણુ વિચારજે, સહુને શિરે એ રોગ. ૩
જોબનમાં જો ના બન્યુ, સાધન સુકૃત સાર:
વૃદ્ધ પણે પરવશ થશે, હેઠ પડે હથિયાર. ૪
નેત્ર કાનને કરચરણ, તન કંપે નહી દંત:
એવુ જાંણી આજથી, ભજ ભાવે ભગવંત. ૫
વૃદ્ધપણુ વસમુ ઘણુ, બાળ પણે બહુ દુખ:
જોબનમાં જુવતી તણુ, મુરખ માંને સુખ. ૬

---

* શરીર.

આદ્ય અંત મધ્ય એમછે, જોતુ વીચારી જન;
આયુષ કાં એળે ખુવે, સાચુ કરય સાધન. ૭
દુનીયાંમાં દેહી ધરી, કીધાં નહી શુભ કામ;
હાર્યો તું હાથે કરી, ન થયુ સારૂ નામ. ૮
ધર્મ ન સાધ્યો ધરથકી, કરશે સહુ ધિક્કાર;
આવ્યો તેમ એળે ગયો, એ બહુ ભુલ્ય અપાર. ૯
વાંકો થઇ વરણાગિયો, મરડે મોટા મૂછ;
પરમારથ પ્રીછ્યાવિના, ખરાબ ખરનાં પૂછ. ૧૦
સારૂ ના જાણુ શરીરને, રૂડુ દેખી રંગ;
કાળ કુટા કરી નાંખશે, એવું ઊજ્વળ અંગ. ૧૧
સુખ દેખી સંસારનાં, મુરખ મન મકલાય;
આજ કાલને આંતરે, હુતા નોતા થાય. ૧૨
વિજળી જેવો વેગછે, જીવન ચપળ જરૂર;
ચતુર હશે તે ચેતશે, ઇશ્વર આણી ઉર. ૧૩
મુરખના મનમાં નહિ, તલભર એવો ત્રાસ;
જાળે પડિયા જીવડા, વળગ્યા વિષય વિલાસ. ૧૪
મળે સૂખલો માણુજો, ધર્મ ન તજશો ધીર;
ભકિત કરો ભગવંતની, સૂફળ થશે શરીર. ૧૫
વચન સાંભળી વિપ્રનાં, હદયે હરખ્યો રાય;
પુરપતિ સહુ પંડીતને, પ્રેમે લાગ્યો પાય. ૧૬
પ્રધાન થઇ પંડીત રહ્યો, રૂડુ ચાલ્યુ રાજ;
જુલુક મટાડી જગતની, કર્યાં ધર્મનાં કાજ ૧૭

વિદ્યા વિનય વિવેક બહુ, સત્ય દયા તપ દાન;
સરવે જનને શીખવે, પુરપતિને પરધાન. . ૧૮
આગળ નર એવા થયા, વિદેશમાં રહી વાત;
પંડિતના પરતાપથી, આશા ચાલી ખ્યાત. ૧૯
વિદ્યાની વૃદ્ધી કરે, રૂડા હોય જે રાય;
ધર્મ વધે ધરણી વિષે, ઉદય જગતનો જાય. ૨૦
સવત ઓગણી સત્તરે, ગુણ મય કીધો ગ્રંથ;
સાંભળતાં સંશય ટળે, પળે ધર્મને પંથ. ૨૧
કોય પંડિતના મુખ થકી, સાંભળવી હતી સોય; ..
કવિતા માંહિ તે કથી, સાંભળજો સહુ કોય. ૨૨
વાસ મજાતજમાં વસું, નાગર મારી નાત;
છોટમ મારૂ નામછે, વિગતે બાંધી વાત. ૨૩

## સમાપ્ત.